# HERMIT

A Gujrati Versification
of
Oliver Goldsmith's poem
"The Hermit".

By

Dr. M. O. Suraiya,
Ex-Municipal Councillor, Ahmedabad.

# HERMIT

One should welcome with great pleasure Dr. Suraiya's entry into Gujrati Literature. Though a translation, it adds to the wealth of Gujrati poetry. Dr. Suraiya has succeeded in combining music and poetry by his faithful adherence to the metre, rhythm and flow; and by the beauty of simple Gujrati words.

*(Sd.) Hansa Mehta.*

# જતિ

ગોલ્ડસ્મિથની
"હરમિટ" નામની કવિતાનો
સમશ્લોકી અનુવાદ.

★

કર્તા:
**ડાક્ટર એમ. એ. સુરૈયા**
એન્ટિક ચેમ્બર,
૨૭, એપોલો પિઅર,
મુંબઈ.

# અર્પણ

સ્વભાવસિદ્ધ સંસ્કારસમૃદ્ધિને અને અથાગ કાર્યશકિતને સમાજની સેવામાં સતત પ્રયોજતાં, અને સરળતાથી શોભતાં, શ્રીમતિ **જયશ્રીબહેન રાયજીને.**

એન્ટિક ચેમ્બર,
૨૭, એપોલો પિઅર,
મુંબઇ.
૩૧-૭-૩૯

**એમ. એ. સુરૈયા.**

જ તિ

## કર્તવ્ય

આ કૃતિથી કંઈપણ સાહિત્યસેવા થઇ હોય. એ તો સાક્ષરો અને જનતાને નિર્ણય કરવાનો છે, પણ હું તો શ્રીમતિ હંસાબહેન મહેતાનો ઋણી છું કે જેમણે છંદ અને ભાષાની ઝીણવટથી તપાસ કરી, આકૃતિ, રંગ અને કાગળ વગેરે આ કૃતિની રચનામાં અતિશય પરિશ્રમ લીધો છે. શ્રીમતિ જયશ્રીબહેન રાયજી અને મારાં કૃપાળુ બહેન લેડી વિદ્યાબહેન રમણભાઈ નીલકંઠે આ કૃતિના વિજય માટે ઘણોજ હર્ષ દેખાડયો છે. તેથી એ બંને સન્નારીઓનો આભાર માનું છું. દીવાન બહાદુર શ્રી કૃષ્ણલાલ ઝવેરી, શ્રી બલવંતરાય ઠાકોર, શ્રી અરદેશર ખબરદાર, શ્રી રામપ્રસાદ બક્ષી અને શ્રી ભાનુશંકર વ્યાસ કે જે સદ્‌ગૃહસ્થોએ આ કૃતિ માટે રસ લઈ સૂચના આપી શ્રમ લીધો છે, માટે હું તેમનો આભારી છું.

એમ. એ. સુરૈયા

## જતિ

# પ્રવેશક

ગોલ્ડસ્મિથની "હરમિટ" કવિતામાં પ્રેમ અને મૈત્રીની અવગણના થવાથી માનવહૃદયને કેટલો આઘાત થાય છે, ને જગત મિથ્યા લાગે છે એ, કાવ્યમાં વર્ણવ્યું છે. પ્રેમ અને મૈત્રીને સ્વાર્થી કહેવા છતાં, એ પ્રેમી આત્મા એડવિન અને એન્જેલિના, એક બીજા માટે સર્વસ્વનો ભોગ આપે છે એ, કાવ્યમાં વિરોધભાસ દેખાડી, કવિએ દિવ્ય પ્રેમનું મૂલ્ય વધાર્યું છે. આ સુંદર કાવ્યનું ભાષાંતર કરવાને ગુજરાતી કવિઓ આકર્ષાયા છે. કલાપી જેવા પ્રેમના પૂજારીને આ કાવ્યમાંથી પ્રેરણા મળે એ સ્વભાવિક છે. કલાપીનો "ખાડી સાધુ" આ કાવ્ય પરથી જ લખાયું છે.

# જતિ

અમદાવાદના માજી મ્યુનિસીપાલ કૌન્સિલર અને અમારા કુટુંબના જુના સ્નેહી ડૉ. સુરૈયાને ગુજરાતીના ઉપાસક તરીકે જાણી સાનંદાશ્ચર્ય થયું. એ પણ આ સરસ શુધ્ધ ગુજરાતી ભાષામાં આ અનુવાદ કરે એ ખરે ધન્યવાદને પાત્ર છે. અનુવાદના માટે પસંદ કરેલો છંદ મૂળ વસ્તુનો ભાવ જાળવવાને અને અનુવાદને ઘણો બંધબેસ્તો થઈ પડયો છે. ભાઈ સુરૈયાને આ દિશાનો શોખ ગુજરાતી વાંચકવર્ગમાં પસંદગી પામશે, એમ હું માનુ છું. એમના પૌત્રી કુ. કુલસુમ સુરૈયાને આ શોખ વારસામાં મળેલો જણાય છે.

અમદાવાદ, (સહી) **વિદ્યાબહેન ર. નીલકંઠ**
૨૯-૧-૩૯.



લેડી વિદ્યાબહેન ર. નીલકંઠ

બી. એ.

સુરૈયાકૃત

# જતિ

ગોલ્ડસ્મિથના "હરમિટ"નો
સમશ્લોકી અનુવાદ.

# HERMIT

## *A Ballad*

1

"Turn, gentle Hermit of the dale,

And guide my lonely way

To where yon taper cheers the vale

With hospitable ray.

# જતિ

સવૈયા એકત્રીસા

૧

"આવ! ભલા જતિ ખીણનિવાસી!

ને દોરવ! મુજ સ્વની વાટ;

ખીણે પેલો દીપ ભરે જ્યાં,

ભાવ ભર્યાં કિરણે ઝળકાટ.

2

"For here forlorn and lost I tread,

With fainting steps and slow,

Where wilds, immeasurably spread,

Seem length'ning as I go."

## જતિ

૨

“પથભૂલ્યો ને ભિન્ન ભમું અહીં

ધીમે ડગ, લથડાતે પાય;

વન વગડાનો તાગ નહીં જ્યાં,

ચાલું લાંબાં તેમ જણાય.”

3

"Forbear, my son," the Hermit cries,

"To tempt the dangerous gloom;

For yonder faithless phantom flies

To lure thee to thy doom.

# જતિ

૩

"થોભી જા, બેટા!" જતિ બોલે,

"ના એ સાધ! ભયંકર જોગ;

એ તો ભૂત તણો ભડકો ત્યાં,

ભમતો લલચાવે નિજ ભોગ.

4

"Here to the houseless child of want
My door is open still;
And, though my portion is but scant,
I give it with good will.

## જતિ

૪

“દીન નિરાધારોને માટે,

છે નિશદિન ખુલ્લાં મુજ બાર;

ને મુજ ખપનું માંડ મળે પણ,

અરપું અંતરથી નિર્ધાર.

# HERMIT

## 5

"Then turn to-night, and freely share

Whate'er my cell bestows;

My rushy couch and frugal fare,

My blessing and repose.

૫

"તો અહીં રાત નચિંત ઠરી જા!

ને મુજ મઠથી પામ પ્રસાદ;

ઘાસશયન ને લૂખું ભોજન,

ચેન અને મુજ આશીર્વાદ.

6

"No flocks that range the valley free

To slaughter I condemn;

Taught by that Power that pities me,

I learn to pity them:

## જતિ

૬

"ખીણે પ્રાણી મુક્ત ફરે જે,
તેને હું ન કરું સંહાર;
શક્તિ દયા મુજ પર રાખે જે,
તેથી શીખું એવો સાર.

7

"But from the mountain's grassy side
A guiltless feast I bring;
A scrip with herbs and fruits supplied,
And water from the spring.

૭

"ને ગિરિની હરિયાળી ગમથી
આણું પાપરહિત આહાર,
શાક અને ફળથી ભરી ઝોળી
ને પાણી ઝરણાને દ્વાર.

8

"Then, pilgrim, turn; thy cares forego;
All earth-born cares are wrong:
Man wants but little here below,
Nor wants that little long."

# જતિ

૮

"ચાલ! હવે તજ! ચિંતા યાત્રી!

જગની ચિંતા સર્વ અસાર;

માનવભૂખ તળે અહીં થોડી,

ને થોડી, ના ઝાઝી વાર."

9

Soft as the dew from heaven descends

His gentle accents fell:

The modest stranger lowly bends,

And follows to the cell.

# જતિ

૯

વેણુ સર્યાં તેનાં અતિ હળવાં,

નભથી ઝરતા ઓસ સમાન;

અવનત શિર શરમાળ અતિથિ ત્યાં

ચાલે કેડે મઠને થાન.

10

Far in a wilderness obscure

The lonely mansion lay,

A refuge to the neighbouring poor,

And strangers led astray.

૧૦

છેટે છૂપા ઘાડા વનમાં

ઊભું એકલવાયું ધામ;

નિર્ધન પાડોશી ને ભૂલ્યાં

પંથીનો જે છે વિશ્રામ.

11

No stores beneath its humble thatch

Required a master's care;

The wicket, opening with a latch,

Received the harmless pair.

## જતિ

૧૧

રાચ નથી કંઈ છાજ તળે ત્યાં,

જેનો હોય ધણીને શોષ;

એક ઉલાળે ફાટક ઊંઘડી

સત્કારે બંને નિર્દોષ.

12

And now, when busy crowds retire

To take their evening rest,

The Hermit trimm'd his little fire,

And cheer'd his pensive guest:

# જતિ

## ૧૨

ને જવ ઉદ્યોગીજન હમણાં,

રાતવિરામ કરે નિજ વાસ;

જતિ અગ્નિ ચેતાવી પ્રેરે

ખિન્ન પરોણામાં ઉલ્લાસ.

13

And spread his vegetable store,

And gaily press'd, and smiled;

And, skill'd in legendary lore,

The lingering hours beguiled.

૧૩

ભાજીભોજન પીરસ્યાં તેણે,

હસતે મુખ આગ્રહભર વાણ;

સમય ગયો વહી વાત કથામાં,

બહુ બૂજતો તે લોકપુરાણ.

14

Around, in sympathetic mirth,

Its tricks the kitten tries,

The cricket chirrups on the hearth,

The crackling fagot flies.

૧૪

આ અનુકૂળ વિનોદ પ્રસંગે,

માંજારી ખેલે સૌ ઘાટ;

ચૂલા પર કંસારી ચૉંચવે,

બળતણના ઊડે તતડાટ.

15

But nothing could a charm impart

To soothe the stranger's woe ;

For grief was heavy at his heart,

And tears began to flow.

૧૫

પણ, કો મોહિની અતિથિનું મન હરી,

દુખ ઠારી ન શકી જરી વાર;

શોક હતો ભારે મન પર ને

ગરવા લાગી આંસુધાર.

16

His rising cares the Hermit spied,

With answering care oppress'd :

And "Whence, unhappy youth," he cried,

"The sorrows of thy breast?

૧૬

તેની ઊભરતી ચિતા ત્યાં,

જતિએ જોઈ ધરી સમભાવ;

પૂછ્યું, "ક્યાંથી યુવક દુખી! આ

તારા હૈયા કેરા ઘાવ?

17

"From better habitations spurn'd,

Reluctant dost thou rove?

Or grieve for friendship unreturn'd,

Or unregarded love?

૧૭

"તરછોડાઈ સરસ સદનથી,

શું કચવાતો ભટકે એમ?

કે સંતાપે નિષ્ફળ મૈત્રી?

કે અણગણકારેલો પ્રેમ?

"Alas! the joys that fortune brings

Are trifling, and decay;

And those who prize the paltry things,

More trifling still than they.

૧૮

“રે! આનંદ મળે લક્ષ્મીથી,

તુચ્છ અને છે નાશ થનાર;

અલ્પ જણસ પર મમત ધરે જે,

તે તો એથી અધિક અસાર.

19

"And what is friendship but a name,

A charm that lulls to sleep ;

A shade that follows wealth or fame,

But leaves the wretch to weep ?

૧૯

“ને મૈત્રી તો માત્ર ભરમ છે,

મંત્ર બની ઝાલરડાં ગાય;

છાંય બને ધન, યશ પાછળ પણ,

દુખિયાને રોવા તજી જાય.

20

"And love is still an emptier sound,

The modern fair one's jest;

On earth unseen, or only found

To warm the turtle's nest.

૨૦

"ને છે પોકળ પ્રેમલવારો,

નવયુગયુવતીનો ઉપહાસ;

ધરતી પર તો માત્ર જડે એ,

હૂંફે પારેવાને વાસ,

21

"For shame, fond youth, thy sorrows hush,

And spurn the sex," he said;

But while he spoke, a rising blush

His love-lorn guest betray'd.

૨૧

"છટ છટ! હોકર માર! ત્રિયાને,

ગભરુ યુવક! તજ! તારો ખેદ;"

એ સુણી વિરહી અતિથિ તણો ઝટ,

લાલી ફૂટી ખોલે ભેદ.

22

Surprised he sees new beauties rise,

Swift mantling to the view ;

Like colours o'er the morning skies,

As bright, as transient too.

૨૨

ચકિત થયો તે જોઈ છવાતાં,

ન્યારાં રૂપ મુખે ભરપૂર;

ઊષાનભના રંગો જેવાં

ઝગમગતાં વળી ક્ષણભંગુર

23

The bashful look, the rising breast,

Alternate spread alarms :

The lovely stranger stands confess'd

A maid in all her charms.

## જતિ

૨૩

મુખ લાજાળ, ઊછળતી છાતી,

દાખે ભીતિ અવારનવાર;

રસિક અતિથિ ત્યાં પ્રગટે ખુલ્લી,

મનહર લલિત કુમારી નાર.

24

And, "Ah! forgive a stranger rude---

A wretch forlorn," she cried;

"Whose feet unhallow'd thus intrude

Where Heaven and you reside.

૨૪

ને તે બોલી, "આહ! ક્ષમા કર!
રંક પથિકનું ઉદ્ધત કાજ;
પાય મલિન જેના પેઠા જ્યાં
ઈશ્વર સાથ વસે જતિરાજ.

25

"But let a maid thy pity share,
  Whom love has taught to stray ;
Who seeks for rest, but finds despair
  Companion of her way.

૨૫

"પણ, કરુણા કર! તરુણી પર જે
પ્રેમે શીખી ભમતાં આમ;
શોધે શાંતિ પરંતુ નિરાશા,
સજની બની ભેટે દર ઠામ.

26

"My father lived beside the Tyne,

A wealthy lord was he;

And all his wealth was mark'd as mine,

He had but only me.

૨૬

"તીર ત્રિવેણીને વસતો મુજ

તાત કુલીન અને ધનવાન;

તેનું દ્રવ્ય હતું મુજ નામે;

હુંજ હતી એકલ સંતાન.

27

"To win me from his tender arms

Unnumber'd suitors came,

Who praised me for imputed charms,

And felt, or feign'd, a flame.

## ૨૭

"બાપુ કનેથી મુજને વરવા,

અગણિત પ્રેમી આવી પોળ;

રીઝતા મુજ ખરી લીલા ગાઈ,

કે ઘાલી જ્વાળાનો ડોળ.

28

"Each hour a mercenary crowd

With richest proffers strove ;

Amongst the rest, young Edwin bow'd,

But never talk'd of love.

૨૮

"સ્વાર્થીજન હરઘડી ઘરઆંગણ,

મથતા માગાં આણી અમોલ;

સૌમાં તરુણ અરુણ નમતો પણ,

પ્રેમ તણો નવ વદતો બોલ.

29

"In humble, simple habit clad,

No wealth nor power had he;

Wisdom and worth were all he had,

But these were all to me.

૨૯

"સાદાં દીન વસન તે સજતો,

ન હતાં તેને ધન કે રાજ;

ગૌરવ ને મતિ કેવળ ધરતો,

પણ, પૂરતાંજ હતાં મુજ કાજ.

30

"And when, beside me in the dale,

He caroll'd lays of love,

His breath lent fragrance to the gale,

And music to the grove.

૩૦

"ને જવ તે ખીણે મુજ પાસે,

ગાતો પ્રેમકથા અંકિત;

તેનો સાસ પમરતો પવને,

ને વનમાં ભરતો સંગીત.

31

"The blossom opening to the day,

The dews of heaven refined,

Could nought of purity display

To emulate his mind.

૩૧

"કુસુમકલી ખુલતી દિન ઊગતે;

ને નભનું ઝાકળ નિર્મળ;

નિર્મળતા ન બતાવી શકતાં,

તેના મન સમ કો પણ વેળ.

"The dew, the blossom on the tree,

With charms inconstant shine :

Their charms were his, but, woe to me,

Their constancy was mine.

૩૨

"ઓસ, કુસુમ તરુવર પર ચળકે,

ચંચળ બલિહારી સંગાથ;

બલિહારી હતી તેની પણ તે,

હાય! અચળતા હતી મુજ સાથ.

33

"For still I tried each fickle art,

Importunate and vain ;

And, while his passion touched
my heart,

I triumph'd in his pain :

૩૩

"તેને અમથું પજવવા નિત હું,
વાપરતી ચતુરાઈ અનેક;
તેના પ્રેમઉમળકે સરતાં
તેને દુખ મલકાતી છેક.

34

"Till, quite dejected with my scorn,

He left me to my pride;

And sought a solitude forlorn;

In secret, where he died.

૩૪

"થાકી અવગણનાથી અંતે,

મેલી મને મારે અભિમાન;

ગુપ્ત વિજન કો વન ગોતી ત્યાં,

છાનો જઈ પામ્યો અવસાન.

35

"But mine the sorrow, mine the fault,

And well my life shall pay;

I'll seek the solitude he sought,

And stretch me where he lay.

૩૫

"પણ મુજ ક્લેશ અને મુજ વાંકજ,

ને શાસન જીવનભર પાઉં;

ગોતું વન જે તેણે ગોત્યું,

જ્યાં પોઢયો ત્યાં સૂવા જાઉં.

36

"And there, forlorn, despairing, hid,

I'll lay me down and die;

'Twas so for me that Edwin did,

And so for him will I."

૩૬

“ને વિખૂટી વિણ આશ અગોચર,

નિજ હત્યા કરી ત્યાંજ મરીશ;

એમ કર્યું અરુણે મુજ માટે,

ને તે કાજ હું એમ કરીશ.”

37

"Forbid it heaven!" the Hermit cried,

And clasp'd her to his breast:

The wondering fair one turn'd
to chide—

'Twas Edwin's self that press'd!

૩૭

"ન કરે નારાયણ!" જતિ બોલ્યો,

ને ચાંપી નિજ છાતી સાથ;

રમણી ચકિત ફરી ત્યાં વદવા,

એ તો અણુજ લેતો બાથ.

38

"Turn, Angelina, ever dear,

My charmer, turn to see

Thy own, thy long-lost Edwin here,

Restored to love and thee.

૩૮

"પ્રાણપ્રિયા અંજનિ! મુજ ગમ જો!

ફર! મુજ કામણગારી નાર!

તુજ નિજ અરુણ વિયોગી પામ્યો.

પ્રેમ અને તુજને ફરી વાર.

39

"Thus let me hold thee to my heart,

And every care resign:

And shall we never, never part,

My life—my all that's mine?

૩૯

"એમ તને મુજ ઉર ધરવા દે!

ને ચિંતા નહિ રાખ! લગાર;

કદી નહિ, કદી નહિ નોખાં પડશું,

મુજ જીવન! મુજ પ્રાણાધાર!

"No, never from this hour to part,

We'll live and love so true,

The sigh that rends thy constant heart

Shall break thy Edwin's too."

૪૦

"ના! કદી પણ નહિ અળગાં થઈશું
જીવશું ધરી આવો સત્પ્રેમ;
જે નિશ્વાસ વિંધે તુજ દઢ ઉર,
મરણનું પણ તે વિંધશે એમ."

# જતિ

ડોક્ટર સુરૈયાનો "હરમિટ" (જતિ), મૂળ જેવોજ સરલ અને દિલચસ્પ તરજુમો, અંગ્રેજી ગુજરાતી નિશાળમાં પાઠ્યપુસ્તક લેખે વપરાવો જોઈએ.

મુંબઈ, ૨૭-૧૧-૩૮.

(સહી) **બળવંત ક. ઠાકોર.**

અનુવાદ મૂળ કાવ્ય પેઠે પૂરેપૂરો હૃદયંગમ લાગે છે. અને પાત્રોનાં નામોના અને એવા બીજા ઝીણવટ ભર્યા પરિવર્તનને લીધે કાવ્યનું સમગ્ર વાતાવરણ ગુજરાતી બની ગયું છે, એ મોટામાં મોટો ગુણ છે.

મુંબઈ, ૧-૧-૩૯.

(સહી) **ભાનુશંકર વ્યાસ.**

# જતિ

એ મૂળ કવિતાનો અનુવાદ એન્જેલિની પ્રગટ થઈ ત્યાં સુધીનો આપણા પ્રસિધ્ધ લેખક સદ્દગત ગોવર્ધનરામે સરસ્વતીચંદ્રના ચોથા ભાગમાં કરેલો હતો, પણ સમશ્લોકી ન હતો, તેમજ તેમાં તેમની વાર્તાને અનુકૂળ વધઘટ પણ કરેલી હતી. બાકીના ભાગનો અનુવાદ સદ્દગત નરસિંહરામ વકીલે કરેલો છે, પણ આ ડો. સુરૈયાએ કરેલો અનુવાદ મૂળના ભાવની ઝીણામાં ઝીણી છાયાને પકડીને યથાર્થ કરેલો છે, અને આપણી ભાષામાં એ પદ્યરચનામાં. ભાષાની પ્રવાહિતામાં ને શુધ્ધિમાં, રચના કૌશલ્યમાં તેમજ શબ્દમાધુર્યમાં એમ બધી રીતે ઉત્તમ થયો છે. અને જેમ એ મૂળ, કાવ્ય અંગ્રેજી પાઠ્યપુસ્તકમાં લેવાય છે તેમ આ તેનો અનુવાદ પણ આપણા ગુજરાતી પાઠ્ય પુસ્તકમાં લેવાશે, અને લેવો જોઈએ એમ મારી શ્રધ્ધા છે.

(સહી) **અરદેશર ફ. ખબરદાર.**

મુંબઈ, ૧૨-૧-૩૯

# જતિ

ગોલ્ડસ્મિથનાં અંગ્રેજી કાવ્ય "હરમિટ"નો ડોકટર સુરૈયાએ ગુજરાતીમાં સમશ્લોકી અનુવાદ કરેલો છે, એ તેમના અથાક પરિશ્રમ તથા મૂળનો અર્થભાવ અને વાતાવરણ કાયમ રાખવાની એમની આગ્રહભરી વૃત્તિને પરિણામે સર્વાંગ સુંદર બન્યો છે. સરલ ભાષાશૈલી, લલિતતા ભર્યું ગેયસ્વરૂપ અને ભાવશુદ્ધિ એ તત્વોને લીધે આ અનુવાદ આદરણીય બન્યો છે. ડો. સુરૈયાને આ સાહિત્યકૃતિ માટે ધન્યવાદ ઘટે છે.

સાન્તાક્રુઝ. (સહી) રામપ્રસાદ બક્ષી.
૧૫-૨-૩૯.